# સરોવર નો દૈત્ય

વાલ બીરો



ગમડ્રોપ ગાડી અને એના માલિક મિસ્ટર જોશિઆ ઓલ્ડકાસલ રજા માણવા સ્કોટલેન્ડ જઈ રહ્યા છે. એ એડીનબર્ગ પહોંચે છે, પણ એનું અસલી ગંતવ્યસ્થાન "લોચ નેસ" છે, જ્યાં એ પૌરાણિક રાક્ષસનો ફોટો પાડવાની ઈચ્છા રાખે છે. એ જયારે ત્યાં પહોંચે છે તો એવું લાગે છે કે ઘણા અન્ય લોકોના પણ એવાજ ઈરાદા છે - ત્યાં વર્તમાનપત્રોના ખબરપત્રી અને અમેરિકી ફિલ્મ નિર્માતાઓ ઉભરાઈ રહ્યા હતા!

# સરોવર નો દૈત્ય

વાલ બીરો



'આ જ જીવન છે!' મિસ્ટર જોશિઆ ઓલ્ડકાસલે ખુશી-ખુશી કહ્યું. એ સ્કોટલેન્ડમાં રજા પર હતા, જે સારું હતું. ઓગષ્ટનો સૂર્ય એની પીઠને ગરમ કરી રહ્યો હતો, જે  વધારે સારું હતું; અને એ એની જૂની વિન્ટેજ ગાડી ગમડ્રોપ ચલાવી રહ્યા હતા, જે સૌથી સારું હતું.

'અને વધારામાં ,' એણે એના કૂતરા હોરેસને કહ્યું, 'હું ઘણા ફોટા પાડીશ, અને જો આપણું નસીબ સારું હશે, તો આપણે લોચ નેસ દૈત્યનો ફોટો પણ પાડશું, જો એવું કંઈ હોય તો!'





એ બધું સારું હતું, સિવાય કે આજસુધી કોઈએ એ દૈત્યને જોયો ન હતો અને એનો કોઈએ સારો ફોટો પાડયો ન હતો. એટલે હોરેસે આશ્ચર્યપૂર્વક 'વુફ' થી જવાબ આપ્યો.

સૌથી પહેલા એ એડીનબર્ગ ગયા. ત્યાં તહેવારના દિવસો હતા અને શહેરમાં બહુ ભીડ હતી. લોકોને જૂની ગાડી ગમડ્રોપ એટલી સારી લાગી કે બધા દર્શક એને જોવા માટે ઉમટી પડયા. મિસ્ટર ઓલ્ડકાસલ શહેરના ફોટા લઈ શક્યા નહીં, એટલે એણે દર્શકોના જ ફોટા પાડયા જેમાં એડીનબર્ગની થોડી પૃષ્ઠભૂમિ પણ આવી.



લોચ નેસ જવાના રસ્તામાં એક મોટી લોરી રસ્તાની વચ્ચે ઉભી હતી, જેને લીધે આગળ જવાનું સંભવ ન હતું. લોરીની બાજુમાં ત્રણ માણસ ઉભા હતા, એ સ્કોટલેન્ડનો પોશાક કિલ્ટસ અને પ્લેઈડ્સ પહેરેલા હતા.

'અંતે થોડા અસલી સ્કોટસમેન દેખાયા!'

મિસ્ટર ઓલ્ડકાસલે કહ્યું અને એણે તરત એના ફોટા પાડયા.

'અમારા ફોટા લેવાનું બંધ કરો!' એમાંના સૌથી મોટા મેકબર્પે બૂમ પાડી.

એને એના કોઈ ફોટા પાડે એ ગમતું ન હતું.

'તારી જૂની ગાડીને હટાવ!' વચેટિયા મેકલર્કે કહ્યું.

એને જૂની વિન્ટેજ ગાડીઓની કોઈ કદર ન હતી.

'મને આ મૂઆ કૂતરા થી બચાવો!'

એમાંથી સૌથી નાના મેકસ્નિકે કહ્યું.





એ ત્રણ માણસો એટલા અસભ્ય હતા કે મિસ્ટર ઓલ્ડકાસલે ગાડી આગળ લઈ જવાનો ફેંસલો કર્યો. એની સ્કોટિશ બોલી પણ બહુ વિચિત્ર હતી!

જયારે એ લોકો નેસ પહોંચ્યા, તો ત્યાં પહેલાથી જ ઘણા ફોટોગ્રાફર ભેગા થયેલા હતા. 'તમે સમયસર આવ્યા છો,' એમાંથી એક અમેરિકાથી આવેલા પ્રોફેસર વ્હોપરટેકરે કહ્યું. 'અમને એ જણાવવામાં આવ્યું હતું કે દૈત્ય કાલે સવારે જરૂર દેખાશે!'

સનડે પીક્સ ના વોટ એ. પીચરે કહ્યું કે સમાચારપત્રકવાળા એક સારા ફોટા માટે હજારો પાઉન્ડ આપશે.



પણ મિસ્ટર ઓલ્ડકાસલને પોતાની રીતે લોચ નેસને શોધવો હતો અને એ એક શાંત જગ્યા શોધવા માટે નદીના કિનારે ગાડી લઈ ગયા. એ લગાતાર પાણીને જોતા રહ્યા અને અચરજ કરતા રહ્યા કે શું હકીકતમાં ત્યાં એક દૈત્ય હતો?

નદીને નિહારવાને બદલે એને રસ્તા પર નજર રાખવાની જરૂર હતી, કારણકે અચાનક એક મોટી લોરી એના તરફ અવાજ કરતી આવી!

એણે બ્રેક મારી, ગમડ્રોપ રસ્તા પરથી લપસી પડી, અને

કિનારા થી સરકીને નદીમાં જઈ પડી. છપાક!



મિસ્ટર ઓલ્ડકાસલ અને હોરેસ બહુ મુશ્કેલીથી કિનારાની સૂકી જમીન પર પાછા આવ્યા, પણ એની ગાડી ગમડ્રોપ પાણીમાં અડધી ડૂબી ગઈ હતી.





'તને યોગ્ય દંડ મળ્યો!' લોરીનો ડ્રાઈવર તાડૂક્યો, જે મેકબર્પ હતો.

'હવે તું તારી ગાડી પોતેજ બહાર કાઢ!' મેકલર્ક બોલ્યો.

'અને એ કામ તું ફટાફટ કર,' મેકસ્નિકે ચેતવણી આપી, 'કારણકે અમારે કાલે આ સ્થાને કોઈ મહત્વનું કામ છે!'

અને ધૂળના વાદળ ઉડાડતા એ જતા રહ્યા.

મિસ્ટર ઓલ્ડકાસલે ગમડ્રોપને બહાર ખેંચવાની કોશિશ કરી, પણ એને માટે એ સંભવ નહોતું. 'હવે અંધારું થઈ રહ્યું છે અને આસપાસ કોઈ નથી. આપણે સવાર સુધી રાહ જોવી પડશે,' એણે હોરેસને કહ્યું. એ બંને ત્યાં જ સૂઈ ગયા.





અચાનક મધરાતે હોરેસ ભસ્યો અને મિસ્ટર ઓલ્ડકાસલની આંખ ખુલી. શું એ હજી પણ સપનું જોઈ રહ્યા હતા? ગમડ્રોપ ગાડી ધીરે-ધીરે નદીના કિનારે ઉપર તરફ આવી રહી હતી અને રસ્તા પર સુરક્ષિત રીતે આવી ગઈ હતી! મિસ્ટર ઓલ્ડકાસલે એની આંખો ચોળી. એણે જોયું કે ગમડ્રોપને ઉપરથી કોઈ ખેંચી રહ્યું ન હતું. તો કોઈ એને નીચેથી ધક્કો મારી રહ્યું હતું! પાણીની લહેરો કિનારે આવી રહી હતી અને પાણીમાંથી એક પૂંછડી જેવી વસ્તુ બહાર નીકળી હતી. શું...? કોણ...? ચોક્કસપણે નહીં...



હા! એ સરોવર નો દૈત્ય હતો! એ દૈત્ય વાસ્તવમાં અસલી હતો! મિસ્ટર ઓલ્ડકાસલ આશ્ચર્યચકિત હતા, પણ એ એનો શિષ્ટાચાર ભૂલ્યા નહીં. 'તમારો ખુબ આભાર, મેડમ!' એણે અચકાતા અચકાતા કહ્યું.



'અરે એમાં શું!' શ્રીમતી નેસીએ એના નરમ સ્કોટિશ અવાજમાં જવાબ આપ્યો, 'આપણે આટલી સરસ જૂની ગાડીને કાટ લાગવા પાણીમાં રહેવા ન દેવાય!' પછી એણે કહ્યું કે એ આવતી કાલ માટે અને બધા ફોટોગ્રાફર માટે ચિંતિત હતી. 'મને એ ભયાનક ફ્લેશ કેમેરા અને ભીડથી બહુ ડર લાગે છે,' એણે કંપતા અવાજે કહ્યું. મિસ્ટર ઓલ્ડકાસલે એની વાત સાંભળી અને એની મદદ કરવાનો ફેંસલો કર્યો.



'મારી પાસે એક ઉપાય છે, મેડમ. જો તમે મારી ગાડી ગમડ્રોપમાં બેસશો
તો હું તમને બાજુના એક બીજા સરોવરમાં લઈ જઈશ જ્યાં તમે ત્યાં
સુધી સુરક્ષિત રહી શકશો જ્યાં સુધી આ બધી ધાંધલ પૂરી ન થઈ જાય.'



મિસિસ નેસીને ગમડ્રોપમાં સવારી કરવાની બહુ મજા આવી. એ સંકોચાઈ ને ગમડ્રોપમાં બેઠી અને ગાડી ધીમે-ધીમે આગળ વધી. હોરેસ દૈત્યની પૂંછડીની રક્ષા કરવા ગમડ્રોપ ની પાછળ દોડયો.

દૈત્યને સુરક્ષિત રીતે બીજા સરોવરમાં છોડીને મિસ્ટર ઓલ્ડકાસલ સવારે લોચ નેસ સરોવર પર પાછા આવ્યા. મહેલ પાસે એની મુલાકાત પાછી લોરીવાળા અસભ્ય લોકો સાથે થઈ. એ બધા હવે મોં મલકાવી રહ્યા હતા, 'દૈત્ય આજે સવારે દેખાશે,' એના ખોટા સ્કોટિશ લહેકામાં મેકબર્પે કહ્યું. 'દર્શકોએ ફક્ત 10 પાઉન્ડની ફી આપવી પડશે!'




મિસ્ટર ઓલ્ડકાસલ ગુસ્સામાં એની ગાડી ચલાવીને આગળ વધ્યા. 'ફોટોગ્રાફર્સ માટે ફક્ત 100 પાઉન્ડ ફી!' મેકલર્કે અટ્ટહાસ્ય કરતા કહ્યું. 'સ્વામિત્વ (કોપીરાઈટ) સાથે!' મેકસ્નિકે જોડયું.



મિસ્ટર ઓલ્ડકાસલ બબડાટ કરતા આગળ વધ્યા.

આજે દૈત્યને જોવાનો આખરી દિવસ હતો એટલે સરોવરના કાંઠે દર્શકો, ફોટોગ્રાફર્સ અને પત્રકારોની ભીડ લાગી હતી. એ બધા લોકોએ દૈત્યને જોવા અને એના ફોટા પાડવા માટે ભારે ફી ચૂકવી હતી અને એ દૈત્યના પ્રગટ થવાની આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા. મિસ્ટર ઓલ્ડકાસલ વિસ્મય થી જોઈ રહ્યા હતા, કે હવે સરોવરમાંથી શું ઉપર આવશે?



અને ત્યાં એક વિશાળ દૈત્ય એક કોર્ક ની જેમ સરોવર ના ઊંડાણમાંથી ઉપર ઉઠયો. એનાથી સરોવરમાં વિશાળ લહેરો ઉત્પન્ન થઈ, અને ભીડ કેમેરાથી એના ફોટા પાડતી રહી. એની વિશાળ પૂંછડી એક કમાન આકારમાં તટ પર ફરી વળી, અને લોકો પડી ગયા. 'આ તો બહુ જોખમકારક છે!' મિસ્ટર ઓલ્ડકાસલે બૂમ પાડી અને એ તરત ગમડ્રોપ ને તેજીથી એક સુરક્ષિત દૂરી પર લઈ ગયા.



પણ ત્યાં સુધી બહુ મોડું થઈ ચૂક્યું હતું, અને દૈત્ય ની પૂંછડી ગમડ્રોપ ના આગળના પૈડાં સાથે જોરથી ભટકાણી. ગમડ્રોપે ગુસ્સામાં એનું હોર્ન વગાડયું અને દૈત્યની પૂંછડીને એના આગળના પૈડાંના આરા (સ્પોક) માં ફસાવીને કસીને ઘુમાવી. એનું પરિણામ ભયાનક આવ્યું.



લોચ નેસ દૈત્યનો ધડાકા સાથે વિસ્ફોટ થયો! એક તેજ ઝબકારા સાથે દાનવ એક હજાર ટુકડામાં ફાટી ને બધી બાજુ વેરાઈ ગયો. એક ટુકડો પ્રોફેસર વ્હોપરટેકર પાસે પડયો. એ એની પીઠ પર પડી ગયા. એણે ઉઠીને એને જોયો.





'એ દૈત્ય પ્લાસ્ટિકનો છે!' પ્રોફેસરે બૂમ પાડી. 'એ દૈત્ય નકલી છે! અસલી દૈત્ય ક્યારેય હતો જ નહીં!'

અન્ય લોકોએ પ્રોફેસરની બૂમ સાંભળી અને એના કેમેરા ગમડ્રોપ તરફ ફેરવ્યા જેણે દૈત્યની સચ્ચાઈનો ખુલાસો કર્યો હતો. મિસ્ટર ઓલ્ડકાસલ પત્રકારોથી ઘેરાઈ ગયા, પણ એણે સુરક્ષિત મિસિસ નેસી વિષે કોઈને એક શબ્દ પણ ન કહ્યો.

આ કૌભાંડ નિશ્ચિત રૂપથી મેકબર્પ અને એના મિત્રોએ કર્યું હતું. એ લન્ડનના બદમાશ હતા જેને બર્પ અને લર્ક અને સ્નીક ના નામથી જાણવામાં આવતા હતા, અને એ અસંભવિત વેશપલટો કરીને પોતાને સ્કોટસમેન તરીકે ઓળખાવતા હતા. પણ હવે જયારે એના પ્લાસ્ટિકના રાક્ષસનો વિસ્ફોટ થઈ ગયો હતો, તો એણે તરત ત્યાંથી ભાગવાની તૈયારી કરી.

એ લોકોને ક્યાં ખબર હતી કે દરમ્યાનમાં હોરેસ એની લોરીમાં જઈને ચુપચાપ એના પૈસાની બેગ લઈ આવ્યો હતો!

એ ચોરોની જ ભૂલ હતી –

કારણકે એમણે એના સોસેજ

એજ બેગમાં રાખ્યા હતા!





મિસ્ટર ઓલ્ડકાસલે હોરેસને એની ચતુરાઈ માટે ખુશીથી ટાપલી મારી અને બધા ફોટોગ્રાફર્સને પૈસા પરત કર્યા. હોરેસે સોસેજ ખાઈ લીધા. બીજે દિવસે બધા સમાચારપત્રોમાં મુખ્ય સમાચાર હતા:

દૈત્યનો વિસ્ફોટ!

દૈત્ય ની દંતકથા 'સાચી નથી' પ્રોફેસર નો ખુલાસો!

ગમડ્રોપે દૈત્યનું નિકંદન કાઢ્યું!

વિન્ટેજ ગાડીએ દૈત્યનો ખુલાસો કર્યો!

નાના અક્ષરમાં દરેક સમાચારપત્રકમાં આ જ સમાચાર હતા:

હોરેસ કૂતરાએ બેગમાં થી પૈસા પાછા મેળવ્યા!

અને દરેક છાપાંમાં હોરેસ અને ગમડ્રોપ ના ફોટા હતા.

બીજે દિવસે સવારે મિસ્ટર ઓલ્ડકાસલ  ગમડ્રોપ સાથે બીજા સરોવરમાં ગયા જ્યાં મિસિસ નેસી હતી. એ ફરી મિસિસ નેસી ને લોચ નેસમાં પાછી લાવ્યા. મિસિસ નેસીએ એને ફોટો લેવા બીજે દિવસે આવવાનું કહ્યું.



બપોરે મિસિસ નેસી સ્મિત કરતી સરોવરમાં થી બહાર નીકળી, અને એની સાથે એના વર મિસ્ટર દૈત્ય અને એના પાંચ નાના-નાના બચ્ચા એક હરોળમાં ઉભા હતા! મિસ્ટર ઓલ્ડકાસલે એના એવા ફોટો પાડયા જે દુનિયા એ પહેલા ક્યારેય જોયા ન હતા.



પણ એણે મિસિસ નેસીને વાયદો કર્યો કે એ એના ફોટા ક્યારેય કોઈને બતાવશે નહીં. છેવટે, લોચ નેસ દૈત્ય નકલી હતો અને ફાટી ગયો હતો અને એવું કંઈ હતું જ નહીં!

એ દિવસ પછી, ગમડ્રોપની મદદથી મિસિસ નેસી અને એનો પરિવાર શાંતિ થી રહી શક્યો.



સમાપ્ત